લેખક ને પ્રકાશક
હીરાભાઇ નવલરામ શાહ.
ખપાટીઆ ચકલા, સુરત.

સુરત ચાટાના પુલપર ધી શંકર
પ્રીન્ટીંગ પ્રેસમાં નારાયણરાવ
લક્ષ્મણરાવ નીકમે છાપ્યું.

[વિના મુલ્યે] [જ્ઞાતિ હિતકરને સમર્પણ.]

# જ્ઞાતિ પરિષદ્‌ની કાર્યવાહી.

## લેખકના બે બોલ.

લેખક કાંઇ વિદ્વાનમાં કે બુદ્ધિશાળીમાં ખપવા આ નાનકડી ચોપડી લખતો નથી; પણ પશ્ચિમાત કેળવણીના સંયોગી વિદ્વાનો મોટા મોટા ખર્ચો કરી-કરાવી, મોટાને મહત્વના કાર્ય કરતાં થકવી નાં છે, જેથી તે કાર્ય કરવામાં અનેક સ્થળોવાળા અનેક માણસો અટકી પડે છે, કંટાળે છે-નિરૂત્સાહી થાય છે. તેમને ઉત્સાહી બનાવવાનો મારો હેતુ છે.

લેખક નીડરતાથી, થોડેખર્ચે કાર્ય થાય, સંગીનપણે કાર્ય થાય, એજ ઇચ્છનારો છે. જેથી નીચે મુજબની યોગ્ય સુચના કરવા માગે છે.

લેખક જ્ઞાતિ પરિષદના ભાષણોથી જ્ઞાતિને જાહેરમાં લાવવા ઇચ્છનારો નથી; તેથીજ જ્ઞાતિ પરિષદમાં છાપાના રિપોર્ટરને સ્થાન આપવા પરન્યાતિલા જાહેર પુરૂષોને વિઝીટર તરીકે બોલાવવા માંગતો નથી. જ્ઞાતિ કાર્યથી બીજી અન્ય જ્ઞાતિ તેનું અનુકરણ મુગે મોઢે કરે, એજ ઇચ્છનારો છે. ને એમાંજ તેની સાફલ્યતા છે; એમ માનનારો છે.

લેખક કેળવાયલાને કેળવવા ને સાક્ષર બનાવવા ઇચ્છનારો નથી; પણ ઓછા જ્ઞાનવાળાને પોતાની સાથે ખેંચી અનુભવી બનાવનારામાંનો એક છે.

તેથીજ જ્ઞાતિ પરિષદો કેમ કાંઇ કરી શકતી નથી? પ્રતિવર્ષે

એકનાએક ઠરાવો કેમ લાવવા પડે છે? કરેલા ઠરાવોનો કેમ થતો નથી? કેમ કરાવાતો નથી? કયા કયા ગામ યા શહેરે અમુક અમુક ઠરાવોનો અમલ કર્યો, ને કયા કયા ગામ યા શહેરોએ પરિષદના કોઇ પણ ઠરાવનો અમલ ન કર્યો, તેનો હિસાબ પૂછવનારાઓ માંનો એક છે. જ્ઞાતિ પરિષદોએ વરતીપત્રક કયાં કર્યાં છે? જ્ઞાતિ માસિકોએ ગામ કે શહેરવાર તે છાપી પ્રસિદ્ધ પણ કયાં કર્યાં છે? જ્ઞાતિ માસિકોએ માસિકમાં જન્મ, મરણ, પરણ ઇત્યાદિ કયાં વર્ણવ્યાં છે? કે યુનિવર્સીટીના, પરિષદના જ્ઞાતિ પરિણામો કયાં બહાર પાડયાં છે? જ્ઞાતિ પરિષદે ગામ ને શહેરવાર પ્રખ્યાત થઇ ગએલા પુરૂષોના વૃતાંત કયાં લખાવવા નક્કી કર્યું છે? માસિકોએ તે વૃતાંત છાપવાની ઉત્કંઠા કયાં બતાવી છે? જ્ઞાતિ માસિક ચાલુ સમયના ચારિત્રશાળી પુરૂષોના ચરિત્ર કયાં ગોઠવવા યત્ન કરે છે? જ્ઞાતિ પરિષદના ખરખમ ફંડ માટે કયાં વિચાર કર્યો છે? જ્ઞાતિફંડોની વ્યવસ્થા કયા માસિકે બહાર પાડી છે? વગર માગે ને વગર અરજે જ્ઞાતિ બાળકોને પુસ્તકો, સ્કોલરશીપો ને ફી આપવાની ગોઠવણ કઇ જ્ઞાતિએ કરી છે? વગર ધકકો દેને, કયા ભાઇએ, બાળકોની મદદ, તેની સ્કુલમાં મોકલી આપી છે? જ્ઞાતિ ફંડોમાંથી કઇ કઇ સંસ્થા જ્ઞાતિ હિતાર્થે ચાલે છે? ને તે કયા માસિકે દર્શાવી છે? જ્ઞાતિ ફંડોમાંથી કયાં કયા અખાડા ખોલવામાં આવ્યાં છે? કે જ્યાં બાળકો શરીર કસી દૂધ પીએ છે? જ્ઞાતિ યુવકોમા એવો રસ કયાં ઉત્પન્ન કર્યો છે કે ૨૫ વર્ષ પહેલાં પરણશું નહિ? ને સોળ વર્ષની યુવતિ સિવાય ગ્રહસ્થાશ્રમ માંડશું નહિ? કેળવાયલા યુવકોએ કયાં કહ્યું છે કે કેળવાયલા ને શ્રીમંતો કન્યાવિક્રય કરે છે? કેળવાયલા ને શ્રીમંતો આડકત્રી રીતે કબુલે છે કે અમે કેળવવા માટે અને ગરીબોના નિર્વાહ સાધન માટે અમારૂં બનતું કર્યું નહિ તેના દુષણરૂપે જ્ઞાતિમાં કન્યાવિક્રય કહેવાય છે. કેળવાયલા યુવકો કયાં કહે છે કે બ્રહ્મચર્ય અમને બાળપણે પાળવા ન દીધું? ને જબરાઇથી

ડંસાર મંડાળ્યો ? આવી આવી અનેકાનેક બાબતો પર વિચારપૂર્વક નું લક્ષ નહિ અપાયું જેને લીધે પરિષદની આવશ્યકતા સિદ્ધ થઇ શકી ૯ જેથી તેના લાભ જ્ઞાતિબંધુને જણાયા નહિ જેથી તેઓ નિ:રશ રહ્યા.

## સુચના

૧ પરિષદવાળા સ્થળપર સોધી કે આડકત્રી રીતે વોલન્ટીઅરના ભોજન ખર્ચ સિવાયનો ખર્ચ ન પડવો જોઇએ માત્ર જાતી કામગીરીજ બસ છે.

૨ પરિષદના સુરબ્બી થનાર ગૃહસ્થ ખુશીથી અમુક રકમ આપે ને તે જીંદગી સુધીના સુરબ્બી થાય.

૩ જે સ્થળમાં પરિષદ મળે તે સ્થળનાજ બધુઓ રૂા. ૧૦ આપી સ્વાગત મંડળના મેંમ્બર થાય. બાકી તે સ્થળના સ્ત્રીપૂરૂષો રૂા. ૧) આપી વીઝીટર થાય. [માત્ર તેમને પરિષદમાં કે સ્વાગત મંડળની મિટીંગમાં મત માટે સ્થાન ન રહે.]

૪ પરિષદ મળવાના સ્થળ સિવાય બીજેથી આવનાર જ્ઞાતિબંધુને માટે ડેલીગેટ ફી રૂા. ૫) ની તેમાં ભોજનખર્ચના દીન ત્રણના રૂા. ૩) આવી જાય એમ ઠરાવવું. [પરગામથી આવનાર ચુંટાઇનેજ આવવા જોઇએ, એવું જ્ઞાતિ પરિષદે ઠરાવવું ન જોઇએ. કારણ ચુંટાઇને આવનાર પણ પોતાના સ્થળમાં જ્ઞાતિ પાસે પરિષદના ઠરાવોનો અમલ કરાવવા બંધાતો નથી; પણ બનતુ કરવા કબુલ થાય છે. માટે ડેલીગેટ (જ્ઞાતિ તરફનો પ્રતિનીધી એવો અર્થ ન થવો જોઇએ.)

૫ પરિષદમાં પધારનાર પાસે લોટો ને બિછાનું લાવવાનુ સુચવવું.

૬ પરિષદની બેઠક જમીનપરજ હોવી જોઇએ, જેથી બોલેલું ન સંભળાવવાને પરિણામે માંહોમાંહેની વાતચિત થતી અટકશે. થોડી જગ્યા રોકાશે, ને નાહકનો ખર્ચો થતો અટકશે.

૭ જમીનપરની બેઠકમાટે શેત્રંજી, ગાલીચા તકીઆ, વગેરે ભાડે મળી શકે એમ છે. સુરબ્બીઓ અને પ્રેસીડન્ટો માટે ગાદી પણ ભાડે મળી શકે એમ છે. ગાદીના ટેબલ તો પ્રચલિત છેજ.

૮ જ્ઞાતિ પરિષદની સ્વાગત કમિટીના પ્રમુખનું ભાષણ ને પરિષદના પ્રમુખના ભાષાણો, પરિષદને ખર્ચે છપાવવા ન જોઇએ. જે એઓની મરજી હોયતો પોતાને ખર્ચે છપાવી વહેંચાવે. પણ તે ૧૫, ૨૦ મિનિટમાં આટોપાવવા જોઇએ.

૯ જ્ઞાતિ પરિષદ માટે પ્રમુખ નિમાંણુ થયા હોય તો તે માટેની દરખાસ ટેકાની કાંઇજ જરૂર નથી. જો પ્રમુખ આગળથી નિર્માણ ન થયા હોય તો સ્વાગત મંડળના પ્રમુખથી કાર્યવાહી શરૂ કરી પ્રમુખની દરખાસ્ત થાય, ને વધુમતે ચુંટાયલા જાહેર કરે ત્યાર પછી સ્વાગત મંડળના પ્રમુખ તેને જગ્યા સપુરત કરે. બાકી નિર્માણ કર્યા પછી રૂઢીથી કરવું એ ખોટી પ્રથા છે.

૧૦ સબજેક્ટ કમિટિની પ્રથા જ્ઞાતિ પરિષદ માટે નકામી છે. નકલીઆત છે—અમુકને બાતલ રાખી ગોષ્ટી કરનારી છે. માટે પ્રેસીડંન્ટે પોતાના ભાષણ પછી પ્રથમ પરિષદને માટે અમુક અમુક વિષયપર લાભહાની કે ફાયદા ગેરફાયદા જણાવનાર ગૃહસ્થોના નામ જણાવવા કહેવું. ને તેને અનુક્રમે ૧૫-૧૦-૧૦-૧૦-૫-૫-૫ મિનિટનો વખત આપવો. બીજી પરિષદ માટે પ્રત્યેક સ્થળેથી વિષયો મંગાવવા ને તેનું બહુમતીથી એકીકરણ કરી સ્વાગત મંડળના પ્રમુખ જણાવે તે વિષયો ચર્ચવા.

૧૧ પ્રથમ પરિષદમાં નિચેના વિષયો ચર્ચવા જોઇએ.

૧ જ્ઞાતિની પૂંજી જ્ઞાતિમાં રહે તેમાં લાભહાની.

૨ મોટા શહેર કે જેમાં કોલેજ, હાઇસ્કુલ, ટ્રેનિંગકોલેજ વગેરે સાધન હોય ત્યાં જ્ઞાતિબોર્ડિંગ બાળકો માટે કાઢવાથી લાભહાની.

૩ ધરમખફંડ કરવાથી કે જનરલ ફંડ ભરાવવાથી લાભહાની.

૪ જ્ઞાતિ પરિષદ ફંડની મદદના, ઊછીકા નાણા લઇ ઉદ્યોગ હુનર માટે પરદેશ જનારાને થતી મદદથી લાભહાની.

૫ પ્રતિવર્ષે પરિષદ મેળવવાથી લાભહાની

૬ યુવકોનું સંમેલન બોર્ડિંગવાળે સ્થળે એકેક વર્ષને આંતરે

ાય તેમાં લાભહાની

૭ પરિષદનો હિસાબ પરિષદની છેલ્લા દિવસની સવારની બેઠકમાં છેલ્લો રજુ થાય, તેમાં લાભહાની.

૧૨ પરિષદનો હિસાબ પરિષદને ખર્ચે છપાવી લેણાની સંખ્યા મુજબ મોકલી આપવાની ગોઠવણ થવી જોઇએ.

૧૩ પરિષદનો હેતુ એક બીજા ગામોના બંધુપ્રત્યે પ્રેમ બતાવવા ઉપ્રાંત સ્થિતિ સુધારવા કે સુધરાવવાનો, તંદુરસ્તી પર મુકાબલો કરવાનો-કરાવવાનો દુષ્ટ, રિવાજો કેમ દાખલ થયા, તેનું શોધન કરવાનો ને ટાળવાનો છે. ત્યારબાદ ખુલ્લા દિલથી એક બીજા સ્થળવાળા જ્ઞાતિબંધુઓમાં કન્યા આપલે કરવાનો-કરાવવાનો છે. નહિ કે, તે સ્થળના બાળકોને વાંઢા રાખી કન્યા આપ લે કરાવવાનો કે કરવાનો, હોય. [પરિષદ ભરવાનો હેતુ, પ્રથમ પરિષદમાં, સ્વાગત મંડળના પ્રમુખે ને પરિષદના પ્રમુખે પોતાના પ્રથમના ભાષણમાંજ ચોકસપણે જણાવી દેવો.]

૧૪ જ્ઞાતીના સ્થળોના ભાઇઓનું એક બીજા સાથે સંગઠન થવા કાજે આગલી પાછલી ભૂલી જવાનો. ગઇ ગુજરી માફામાફ કરવાનો, કરેલી લુચ્ચાઇ કે ભાંગેલા કોલોનો વિચાર મનમાં નહિ લાવવાનો, હઠીલી મૂઠ પકડી નહિ રાખવાનો, ને શુધ્ધ હૃદયથી કાર્ય કરવાનો આ પ્રવૃતિમય જમાનો છે. એ સર્વેના હૃદયમાં કોરી રખાવવાનો હોવો જોઇએ. તદોપ્રાંત ધર્મ માણસના હૃદયની સાથેજ જડાયલો છે; પણ આવરણ રૂપે બહાર પ્રચલિત નથી એ યાદ રાખવાની-રખાવવાની ખાસ જરુર છે.

૧૫ પરિષદને અંગે પાનસોપારીને સ્થાન હોવું જોઇએ. પણ અન્યને સ્થાન ન મળવું જોઇએ.

૧૬ પરિષદ મંડપની રચના આસોપાલવ કે આંબાના પાંતરાના તોરણો તથા અગરબત્તી વગેરેની હોવી જોઇએ. બાકાની કમાનો કે

વાત્રટા તોરણોને સ્થાન ન મળવું જોઇએ. લેખો વગેરેના આરકાં થાય તો કાયમના જાળવી રાખવાની ને બીજાને મળે એવી સ પરિષદમાં ખર્ચ પાડી શકાય.

૧૭ બીજી જ્ઞાતિઓની પરિષદના ઠરાવોની ચોરી ન થવી જોઇએ બીજાઓના દેખાદેખી ઠરાવો આપણે નજ કરવા જોઇએ. જેમકે રોવાકુટવા [આ ઠરાવ કરી આપણે કબુલીએ છીએ કે અમારી જ્ઞાતિમાં નિર્લજપણે કુટવાનો રિવાજ છે. ફટાણા [આ ઠરાવથી પણ કબુલીએ છીએ કે, અમારી જ્ઞાતિમાં નઠારાં ગીતો ગવાતાં ને ગવાય છે.] બાળલગ્ન [આ ઠરાવથી પણ કબુલીએ છીએ કે, હમો રાહવાટનો કાયદો ઓળંગી બાળપણમાં સંસાર માંડીએ છીએ કે મંડાવીએ છીએ ને ઉછરતી પ્રજાની પાયમાલી કરીએ છીએ. ને અમે સૈયમપાળી શકતા નથી.] વૃધ્ધલગ્ન [આ ઠરાવથી કહીએ છીએ કે હમોજ કુમળી વયની વિધવાની સંખ્યા વધારીએ છીએ ને મુડદાંને મીંઢળ બાંધીએ છીએ] સાટાં [આ ઠરાવથી કબુલીએ છીએ કે, હમો બધાંજ સારાં ને શ્રીમંતોના ઘર જોઇ કન્યા આપવા ઉત્સુક છીએ. જેથી ભલે ગરીબો સાટામાં કન્યા આપી, પોતે પરણે—પછી ભલે વર કાઉલો, અભણ, રોગી, ગમે તેવો હોય, એમ ગણી બાળવિધવાની સંખ્યા વધરાવવામાં કારણભૂત થઇએ છીએ કન્યાવિક્રય [આ ઠરાવથી પણ કબુલીએ છીએ કે, હમારી જ્ઞાતિમાં નિરૂદ્યમી, આળસુ, આવડતવગરના છે; એમ જણાવી, હમો ઉત્તેજન નહિ આપનારા—તેને ઉદ્યોગનો માર્ગ નહિ બતાવનારા, સ્વાર્થી, કેળવાયલા ને શ્રીમંતો છીએ.] માટે આવા ઠરાવો પરિષદને ચોપડે ન ચઢવા જોઇએ. પણ થતું હોય તો અટકવું જોઇએ, મર્યાદાની બહાર ન જવા વિનંતીરૂપે સુચન થવું જોઇએ, કારણ કુદરત જેના પર રૂઠી છે, તેના પર આપણે રૂઠવું ન જોઇએ. મર્યાદા ન મુકાવવી જોઇએ. મતલબ કેળવાયલાને શ્રીમંતોએ વિક્રય કર્યાના પુરાવા નથી,

१८ ज्ञातिओनी प्रथम परिषदनी कार्यवाही शी रीते शरू करवी ?

क. देश परदेशथी आवेला बंधुओनुं ट्रेनमांथी उतरतां स्वयं-सेवक तरफथी स्वागत थाय.

ख. स्वयंसेवक मारफत सेक्रेटरीने स्वागत मंडळना प्रमुख तरफथी स्वागत थाय.

ग. सेक्रेटरीने स्वागत मंडळना प्रमुख तरफथी उतारामां पधारेला बंधु तरफथी स्वागत थाय. [ माटेज उतारो सर्व बंधुओने एकज स्थळे मळवो जोइए. (भोजनना वखत सिवायनो) परिषद समाप्त थया पछी कोइने मेमानगत करवी होय तो ते भले करे. आथी तमाम स्थळोना ज्ञाति बंधुओ खुल्ला दिलथी एक बीजाने मळशे, भेटशे, वार्तालाप करशे, परस्पर एक बीजाने ओळखशे, एक बीजाना सहवासमां आवी पोताना वंशवेलानी माहिती मेळवशे, एक बीजा स्थळना बंधुओना रीतरिवाज, कुळ, गोत्र, आदीथी माहितगार थशे, धंधा रोजगार, व्याज व्यापार, स्त्री केळवणी, आयुष्य, तंदुरस्ती वीगेरे वीगेरे अनेक माहिति मेळवी आनंदमां वखत गुजारशे. उतारा जुदा जुदा आपवाथी जोइतो लाभ खर्चो करी आवेला डेलीगेटो मेळवी शक्या नथी. ओ खसुस ध्यानमां राखवुं. बनी शके तो ते स्थळना ज्ञातिजनोए तेटला दिवस भोजन पूरतुं घेर जवुं. उतारा छूटा रहेवाथी ने परिषदनी खुरशीनी गोठवण करवाथी डेलीगेटोए परिषदमां बोलनाराओनेज मात्र सांभळ्या छे (ने रीपोर्टद्वारा बीजाओए घेर बेसी वांच्या छे.) बाकी बधानी शिकलोज मात्र जोइ छे. ने ते स्थळमां रखडया कर्युं छे. ने वखत नकामो गाळ्यो छे. साथे पैसा पण नकामा खर्च्या छे.

ઘ. પરિષદ ભરાતા અગાઉ સેક્રેટરી પાસેથી પરગામથી પધા. જ્ઞાતિબંધુની ટીપ નામવાર ને ગામવાર માંગવી.

ચ સ્વાગત મંડળના ને પરિષદના પ્રમુખના ભાષણ.

છ ત્યાર બાદ પ્રત્યેક સ્થળના માત્ર એકેક બંધુને પરિષદના પ્રમુખ આગળ રજુ કરી નિચે મુજબની પ્રશ્નોતરી સેક્રેટરીએ કરવી ને તેની સ્વાગત મંડળના પ્રમુખે નોંધ લેવી.

(પ્રશ્નો)

૧ તમારા સ્થળમાં જ્ઞાતિ લેખા કેટલા ને વસ્તી કેટલી ?

૨ પુરૂષ કેટલા ને સ્ત્રી કેટલી ?

૩ પરણેલા કેટલા ને કુંવારા કેટલા ?

૪ વધુમાં વધુ આયુષ્ય ભોગવનાર હાલ કેટલા છે, ને સામાન્ય મરણ કેટલી ઉંમરનું ?

૫ સ્ત્રીઓમાં ને પુરૂષોમાં મરણ પ્રમાણ કયા રોગના ?

૬ મુખ્ય ધંધો કયો (ઘણાનો) રોજગાર કે નોકરી ?

૭ યુનિવર્સીટીની ડીગ્રી મળવેલા કેટલા, ને કોણ કોણ, ને કઈ ડીગ્રી?

૮ સરકારી કિતાબ ધરાવનારા કેટલા, ને કોણ કોણ ?

૯ કારખાના ચલાવનારા કેટલા ને કોણ કોણ ?

૧૦ જ્ઞાતિમાં યુવક મંડળ, કલબ, સોસાઇટી, રીડીંગ રૂમ વગેરે છે ?

૧૧ જ્ઞાતિમાં કયા કયા ગોત્રોની વસ્તી છે ?

૧૨ જ્ઞાતિગોર જ્ઞાતિ મુજબ છે કે પરન્યાતીલો ?

૧૩ જ્ઞાતિની વાડી કે ભાડાના મકાનો છે ?

૧૪ જ્ઞાતિની મુડી ન્યાતમાં રહે છે કે કામળીઆમાં ?

૧૫ જ્ઞાતિમાં ઓચ્છવો કેટલા થાય છે ?

૧૬ જ્ઞાતિમાંના પ્રખ્યાત પુરૂષો થઈ ગયેલાના નામ.

૧૭ જ્ઞાતિ પલ્લુ કેટલું છે ?

૧૮ ઉમરા માટે એક પર બીજી થાય છે ?

૧૯ જ્ઞાતિનો કંન્યા આપલેનો સંબંધ કયા કયા ગામો સાથે છે?
૨૦ જ્ઞાતિ એકંદરે સુખી કે દુખી?
૨૧ જ્ઞાતિમાં કેળવણી ફંડ છે?
૨૨ શુભઅશુભ પ્રસંગોપર કોઇને કોઇ ફંડ માટે, કાંઇ લેવાય છે?

## ધરખમ ફંડ કયારે થાય?

આ સવાલ અગત્યનો છે. તેથી સુચવું છું કે ફંડમાં ભરાવેલા રૂપીઆના વ્યાજનીજ પ્રથમ માગણી થાય. અને ભરેલા રૂપીઆ વસુલ નજ લેવાય ત્યારેજ, બાઇઆવડા પાસેથી પણ ઓછામાં ઓછા રૂપીઆ સો ભરાવાય; ને ધરખમ ફંડ થાય. ધરખમ ફંડ એટલે વ્યાજુ ફંડ, એ અર્થ થાય. પછી ભલે, કોઇને ભરી દેવા હોયતો, ભરી દે પણ મુદ્દલની માંગણી તો નજ થાય. વ્યાજ પ્રથમથી આપે, એટલે તે ધરખમ ફંડના સાહુકાર. અપવાદ દાખલ વ્યાજ ન આપ્યું હોય ને ગત થાય ને આપનાર પાછળ ન હોય અથવા વ્યાજ આપનાર સાહુકારપર આળસો આવે, ને તે વ્યાજ ન ભરે તો ઉદારતાએ કામ લેવું પડે. "ભલે જ્ઞાતિલો હતો" જ્ઞાતિબંધુના પ્રારબ્ધે અનેકાનેક ધરખમ ફંડના સાહુકાર નવાં થશે. જ્ઞાતિભાઇને ધીરેલા રૂપીઆ દૂધ પીએ છે. મોડા વહેલા પણ આવશે આવશે ને આવશેજ; પણ પરજ્ઞાતિલા પાસેના આવવા દુર્લભ છે.

## જ્ઞાતિની પુંજી જ્ઞાતિમાં ન રહેતો!

આપણી મૂડી રાખવાને સંસ્થા શોધીએ, તો જ્ઞાતિની મૂડી માટે પણ શોધીએ. ને આપણા નાણા ડુબે તો બેસી રહીએ; પણ જ્ઞાતિના નાણા માટે મોડા વહેલા ભરવા ગોઠવણ કરીએ. પછી વેવાહ વાર્જન કરીએ. આપણી મૂડી બીજાને ત્યાં રોકીનેજ ઉઘાડે બારણે સુઇએ છીએ, તેથીજ સરાફી ડુબી છે, ધીરધાર ઘટી છે, દાંડા ગણાયા છે.

## બોર્ડિંગ માટે લવાજમ શી રીતે નક્કી કરવું?

જ્ઞાતિ પરિષદમાં એકદમ કાગળની કાપલી આપી છોકરાનો

માસિક ખાધાખર્ચ પૂછવો ને તેનો આંકડો બેલેટથી વધુ મતે કરી, તેમાંથી રૂ. બે બાદ કરી માસિક લવાજમ નકકી કરવું તે છોકરાવાલી માસ બેઠા અગાઉ ભરે; એમ ઠેરવવું.

## જ્ઞાતિ સ્થળોના ફંડ ને તેની વ્યવસ્થા શી?

अ જ્ઞાતિના કોઇને પણ ઘેર સાલગીરી, વિવાહ, શ્રીમંત, લગ્ન, મૈયત વગેરે પ્રસંગે કમમાં કમ આટલું તો પ્રત્યેક આપે; એ ઠેરવવું. ને વધુ ને માટે ખુશી પર છોડવું, ને એટલીજ કસર કરવા સૂચવવું.

ब આમાંથી સમાનતાએ છોકરા છોકરીને પુસ્તકો આપવા, બાળાને ગુંથણ સીવણના સાધનો આપવા, વિધવાને ઉદરનિર્વાહ માટે જોઇએ તો આપવું પણ ધાર્મિક પુસ્તકો તો અવશ્ય આપવાંજ. તાલીમખાના માટે દૂધની વ્યવસ્થા.

## પરિષદનો હિસાબ પરિષદની બેઠકમાં શી રીતે રજુ થાય?

જેને કરવું ન હોય તેનેજ આળસથી કે શ્રમથી મુઝવણ પડે બાકી એ ન બને એ કહેવું તો ખોટુંજ છે. પરિષદમાં હિસાબ રજુ થવાથી શંકા ટળશે, પાસ કરાવવા મિટીંગ ખાસ બોલાવવી નહિ પડે. જમે તો ફીની ડુપ્લીકેટ પરથી તૈયારજ છે. ને ઉધારની ઓર્ડર બુકમાં માલ ધણીના આંકડા ચોઢવાથી ને તેનો સર્વાળો લેવાથી તે પણ બાદશાક થઇ જાય (માત્ર આંકડા વગરનો માલ પાછો મોકલવો એટલુંજ ધ્યાનમાં રાખવાનું છે ને એ નિયમ ન તૂટવો જોઇએ.) નકકી હિસાબ રિપોર્ટમાં છાપતાં કંઇક ખર્ચમાં ઉમારો થઇ જમા આવશે; પણ જમામાં બીજો કોઇ પ્રકારનો વધારો થશે નહિ, ને ઉધારમાં પણ કાંઇ વધારો થશે નહિ. અપવાદ માટે જુજજાજ રહી પણ જાય તેથી અંદાજે હિસાબ પાંચ પચીસના હેરફેર તો મળીજ રહે.

ઉપર મુજબની કાર્યવાહીથી કામ સરળતાથી નિર્વિઘ્ને આટોપાશે, ટીકાને સ્થાન રહેશે નહિ; એમ મારી સંપૂર્ણ ખાત્રી છે. ખર્ચાળ પદ્ધતિ જમાવનારને જવાબનું આ સાધન છે, આ વાત બીજાના મગજમાં

ક હોય, એમ હું માનતો નથી; પણ જેઓ સામાને ખુશ રાખવામાં, નમાં છે છતાં બોલતા નથી તેઓ હાની પોહોચાડનારા જણાયા છે. મર્ચાળ પદ્ધતિને નહિ અટકાવનારા જણાયા છે. ને મને કે કમને તેઓએ ખર્ચો વેઠી લીધો છે, ને વેઠાવ્યો છે.

## પરિષદની બીજા દિવસની સવારની બેઠક

૧ ગ્નાતિની પુંજી ગ્નાતિમાંજ રાખવાથી લાભહાની વિષે ભાષણો પછી ઠરાવ. બનતુ કરવા માટે પ્રત્યેક સ્થળના એકેકની સહી.

૨ મોટા શહેર કે જેમાં આર્ટકોલેજ, હાઇસ્કુલ, ટ્રેનીંગકોલેજ હોય એવા સ્થળમાં બોર્ડિંગ રાખવાથી લાભહાની વિષે ભાષણો, પછી તે પર ઠરાવ ને બનતુ કરવા પ્રત્યેક સ્થળના બીજા એકેક બંધુની સહી.

## પરિષદની બીજા દિવસની બપોરની બેઠક.

૩ રૂપીઆની મુદ્દલ રકમ વસુલ લીધા સિવાય વ્યાજ અગાઉથી લઇ ધરખમ ફંડ ઊભુ કરવાથી લાભહાની વિષે ભાષણો પછી તે પર ઠરાવ, ને બનતુ કરવા માટે પ્રત્યેક સ્થળના બીજા એકેકની સહી. [થોડા ડેલીગેટ હોય તો હોનારનીજ ફરી સહી]

૪ ધરખમ ફંડમાંથી ઊછીકા રૂ૦ લઇ ઉદ્યોગ હુનર શીખવા જવાથી લાભહાની વિષે ભાષણો, પછી તે પર ઠરાવ, ને બનતુ કરવા પ્રત્યેક સ્થળનાની એકેક સહી.

૫ પ્રતિવર્ષ પરિષદ ભરવાથી લાભહાની વિષે ભાષણો, પછી ઠરાવ, તે પર ટેંકો, ને વધુ મતે પસાર સમ્મત અને અસમ્મતવાળાની જુદીજુદી સામસામે સહી.

## પરિષદની ત્રીજા દિવસની સવારની બેઠક.

૬ ગ્નાતિના યુવકોનું સંમેલન બોર્ડિંગવાળે સ્થળે એકેક વર્ષને આંતરે થાય, તેમાં લાભહાની વિષે ભાષણો, પછી ઠરાવ, ટેકો ને સમ્મત અસમ્મતની સહી વધુ મતે ઠરાવ પાસ.

૭ પરિષદનો હિસાબ પરિષદનુ ખલાસ થતાં પહેલાં બહાર

પાડવાથી થતા લાભહાનીની વિષે ભાષણો, પછી ઠરાવ ને ટેકો, અસંમત સંમતની સહી ને વધુ મતે પસાર

### પરિષદની ત્રીજા દિવસની બપોરની બેઠક

૮ પરિષદના સ્વાગત મંડળના કાર્યવાહકોનો ઉપકાર.

૯ પરિષદના સ્વયંસેવકનો ઉપકાર.

૧૦ સત્તાધિશોની મદદ માટે રાજ્યકર્તાનો ઉપકાર.

૧૧ મકાનવાળાનો ઉપકાર.

[ઉપલા ચાર ઠરાવ પ્રમુખસ્થાનેથી રજુ કરવા; ને ટેકા સિવાય, વધુ મતે વગર સહીએ પસાર]

### પરિષદના પ્રમુખનું છેલ્લું ભાષણ.

૧૨ પરિષદના પ્રમુખનો, સ્વાગતમંડળના પ્રમુખે પરિષદ તરફથી માનવાનો ઉપકાર, ટેકો, વધુમતે વગર સહીએ પસાર.

[પહેલા ચાર ઠરાવ માટે તે પાસજ છે એમ ગણી વધુમતી માંગવાની ટેકાની જરૂર નથી. પણ બનતું કરવા પ્રત્યેક ગામ કે શહેરના બંધુની એકેક સહીનીજ જરૂર છે. એ ચારે ઠરાવ માટે બનતા લગી તે સ્થળના જુદા જુદા ઇસમોની સહીની જરૂર છે. પછીના ૫–૬–૭ માટે ટેકો અને વધુ મતે પસાર; પણ સંમત અસંમત થનારની સામસામી સહીઓ તો જોઇએજ. પછીના ૮–૯–૧૦–૧૧ ઠરાવ માટે, ટેકાની જરૂર નથી; પણ વધુમતે વગર સહીએ પાસ. છેલ્લા બારમા ઠરાવ માટે ટેકો, પણ વગર સંમતીએ પસાર.]

(ટીપ) પરિષદને આમંત્રણ જ્ઞાતિ ઠરાવથીજ કરે—જ્ઞાતિની સંમતિ મેળવીનેજ કરે. જો તે સ્થળમાં પરિષદ ન ભરાય તો તે સ્થળવાળાથી કોઇપણ વખતે આમંત્રણ નહિંજ થાય, ને પરિષદ મંડળ તરફથી તેજ સ્થળમાં પરિષદ મેળવાય, ને તમામ કાર્યવાહી પરિષદ મંડળના ડેલીગેટો કરે. (તે સ્થળનાની મદદ વગર)